અમદાવાદ જીલ્લા પ્રાથમિક શિક્ષક મંડળનું

પાંચમું અધિવેશન—અમદાવાદ

(તા. ૨૦ નવેમ્બર ૧૯૨૮)

# પ્રમુખ શ્રી. અમૃતલાલ દલપતભાઇ શેઠનું ભાષણ

શિક્ષક ભાઇઓ,

તમારા અધિવેશનનું પ્રમુખસ્થાન તમે મને આપ્યું તે માટે હું તમારો આભાર માનું છું. આજ સુધીમાં શિક્ષણ વિષયમાં મેં કાંઇ ખાસ રસ બતાવ્યો નથી. એનો અર્થ એમ જરૂર નથી કે મને એમાં રસ નથી, ગામડાની નિશાળના શિક્ષક તરીકે જેણે પોતાની આખી જીંદગી ગાળેલી એવા મહેતાજીનો હું પુત્ર છું. મેં પોતે ત્રણ વર્ષ શિક્ષક તરીકે ગાળ્યાં છે. અને છેલ્લાં આઠ વર્ષના મારા જાહેર જીવનમાં ગામડાંઓમાં એટલું બધું ભટકવાનું, જોવાનું અને વિચારવાનું મને મળ્યું છે, કે મારૂં ચાલ્યું હોત તો ગ્રામ્ય સુધારણાના પ્રશ્નને મારો જીવન-પ્રશ્ન બનાવી કદાચ હું કયાંક બેસી ગયો હોત. હું એમ કહેવા માંગું છું કે ગ્રામ્ય શિક્ષણના વિચારો મને આવ્યા જ કર્યા છે. એની યોજનાઓ મેં વિચાર્યા જ કરી છે. આજે તમારા અધિ-વેશનના પ્રમુખસ્થાનની તક મળતાં તે વ્યક્ત કરવાનો મને લાભ મળે છે. એ લાભ તમે મને આપ્યો તે માટે હું તમારો જરૂર ઉપકાર માનું છું.

આ શિક્ષણ, આ શિક્ષક, આ સરકાર અને આ સમાજ, એ બધા સંબંધી જેમ જેમ હું વિચાર કરતો જાઉં છું, જેમ જેમ એના ઉંડાણમાં ઉતરતો જાઉં છું, તેમ તેમ મને વધારે

ને વધારે વેદના થતી જાય છે, અને એમ જ થઇ આવે છે ? આ બધું એક વાર તદ્દન સાફ કરી નાંખી પાટી તદ્દન કોરી કરી નાંખી, પછી જ તેના ઉપર નવા અક્ષર ઘુંટી શકાય તે સ્થિતિ છે. મારા દેશનું શિક્ષણ એવું છે કે ખેડુતનો છોકરો ભણે એટલે ખેડ મુકી, મહેતાજી થવા, દાળીઆ વેચવા અગર મીલ મજુર થવા દોડે. વેપારીનો છોકરો ભણે એટલે બાપનો ધંધો રોજગાર છોડી નોકરી માટે ફાંફા મારે. રજપૂત ગીરાસીયાનો છોકરો ભણે એટલે તલવાર અને ઘોડાની રમત મુકી, રજપુતીને તીલાંજલી આપી વેદીયા જેવો ભમતો ફરે. જગતના કોઇ દેશમાં શિક્ષણનો આવો વિપરીત પ્રવાહ જોયો છે ? કયાંઇએ વિદ્યાર્થીને અવળે માર્ગે જ દોરવાનો આવો પ્રયાસ થાય છે ? વ્યક્તિમાં બીજ રૂપે રહેલી શક્તિઓ અને બુદ્ધિને વિકસાવવી અને સંસ્કારવી, તે શિક્ષણનું ધ્યેય. પણ આપણું શિક્ષણ તો એટલું બધું ભયંકર વિપ્લવકારી થઇ પડયું છે કે વિદ્યાર્થી પોતાની અને તેને વારસામાં મળેલી તમામ ધંધાદારી અગર બીજી બુદ્ધિ અને શક્તિને તે આબાદ ભગાડી મૂકે છે. એક ખેડુત વિદ્યાર્થી તમારી પાસે આવે, તેને તમે જોઇતું અક્ષરજ્ઞાન આપો; એના ખેતીના ધંધામાં એને ઘરે હમેશાં જોતો હોય એવી અનેક વસ્તુઓ સંબંધમાં વિશેષ માહેતી અને ઉંડાણ તમે આપો; સાચું ગામડું અને સાચો ગામડીઓ, એની લાખ વાતો તમે તેને કહો; આકાશ, જમીન અને ખેતર; પાણી, વૃક્ષ અને વગડો એ બધું તેને દેખાડી દેખાડી અને એને લગતી નવી ઢબની છેલ્લામાં છેલ્લી શોધોથી તમે તેને વાકેફ કરો; નિશાળમાં રાખતા છતાં તેને મહેનતનું, ખેતીનું કામ શીખવ્યા કરો, ટાઢ અને તડકામાં તેને ભમાવ્યા કરો; એવો એક ખેડુત વિદ્યાર્થી નિશાળ પૂરી કરી બહાર નીકળે અને પોતાના ધંધામાં લાગે તેનું એક ચિત્ર કલ્પો. અને બીજી તરફથી દશાંશના દાખલા, ભૂમિતિ અને વ્યાકરણ અને પિંગળ, ઓકસીજન અને હાઇડ્રોજનના અખતરા, અને મંગળના પ્રવેશની વાતો નાપાસ થઇશ તો મારા માબાપ અને માસ્તર વઢશે, એ

બીજે, રાત દહાડો ગોખ ગોખ કરીને પોતાની કાયાને કાચની કરી મૂકી બહાર નીકળેલો, પોતાના ઘરની બે પાંચ સાંતીની ભોંથી ભયભીત થઇ ભાગી જઇ નિશાળના આસીસ્ટંટની નોકરી મેળવવા ફાંફા મારનાર વિદ્યાર્થીનું એક ચિત્ર કલ્પો. પહેલો પ્રયોગ માણસ ઘડવાનો છે. બીજો માણસાઇને મારી નાંખવાનો છે. મને હજી યે સમજણ નથી પડતી કે ગામડાના ખેડુના છોકરાના મગજમાં દશાંશ ભૂમિતિ વ્યાકરણ અને પિંગળના કચરા ભરી તેને ગંધ મારતો ઉકરડો બનાવવાનો દુરાગ્રહ હજી પણ શા માટે રાખવામાં આવે છે? હું પોતે દશાંશ અને એ બધું ભણ્યો છું. મને તેમાંનું કશું યે યાદ નથી. મેટ્રીક સુધીમાં શીખવાની બધી ભૂમિતિ શીખી જઇ, તેની પરીક્ષામાં પાસ થયો છું. છતાં હજી હું સીધી લીંટી દોરી શકતો નથી. તેમજ સીધી કે આડી લીંટી દોરવામાં ભૂમિતિનો શું હિસ્સો હોઇ શકે તે હું નથી સમજી શક્યો. જ્યારે વગર ભૂમિતિ ભણેલા કડીઆઓ અને સુથારો કાટખુણા ત્રાંસ વિગેરે સારામાં સારી રીતે સમજીને વ્હેવારમાં ઉતારી શકે છે. આ બધા વિશેષજ્ઞાનના વિષયો છે. તે જ્ઞાન મેળવવા જેનું મગજક્ષેત્ર ફળદ્રુપ લાગે ત્યાં તે બીજ વાવવાના છે. આજના કહેવાતા પદાર્થપાઠ માંહેના કેટલાક પદાર્થો તો વિદ્યાર્થી નજરે જોવા અને જીવનમાં અનુભવવા પણ ભાગ્યેજ પામે છે. છતાં યે મગજની એ કાગળની કોથળીમાં એ સીસું રેડવાનો જુલ્મ થયા જ કરે છે. અને એમ અમારા જુવાનોનાં તેજ અને નૂર હરાયા જ કરે છે. એટલે મારી પહેલી ફરીયાદ એ અભ્યાસક્રમ સામે જ છે. મને પોતાને ગુજરાતી સાત ધોરણોનો અર્થ સમજાયો જ નથી. પાંચ ધોરણ સુધીનો અભ્યાસ એ મારે મન પુરતો ગુજરાતી અભ્યાસ છે. બાકીના ધોરણો એ ખાતાંને નિરર્થક ખર્ચ અને વિદ્યાર્થીને નિરર્થક બોજો છે. તે ધોરણોમાં વિદ્યાર્થીઓ આવે છે ઓછા અને શીખે છે ભાગ્યે જ અર્થવાળું. હું તો માત્ર બે જાતની જ નિશાળોમાં માનું. એક નિશાળ પ્રાથમિક કે જેની અંદર અક્ષરજ્ઞાન, લેખાં, સ્હેજ નામું ઠામું,

સુથાર લુહારી જેવું ધંધાદારી જ્ઞાન, ખેતીવાડીનું કામ, પોતાના જ પ્રદેશના ગામડીઆઓ અગર ખેડુતોની કથાઓ, મહેસુલ વિગેરેનું સ્હેજ જ્ઞાન, બસ એટલું શીખવાય. વર્નાકયુલર ફાઇનલ પાસ થએલો માણસ કે જે શિક્ષણને લગતી તાલીમ છ માસ સુધી લઇ આવ્યો હોય તે તે શાળા ચલાવે. એવી શાળા ગામડે ગામડે હોય. મોટા ગામડામાં અભ્યાસના પાંચ ધોરણ જેટલું જ્ઞાન. પણ એ બધામાં એ ગોખે નહીં પણ સાંભળે, વાંચે નહીં પણ જુએ, એવી પદ્ધતિ જોઇએ. યુરોપ જઇ આવેલા મારા એક મિત્રે મને હમણાં જ કહ્યું કે પોતે યુરોપમાં ફરતા હતા ત્યારે જ્યાં જાય ત્યાં વિદ્યાર્થીઓના વૃંદો ને વૃંદો જ્યાં ત્યાં સામા મળ્યા કરે. જંગલો અને ડુંગરો, કારખાનાંઓ અને પ્રદર્શનો, પુરાણી જગ્યાઓ અને યાત્રાસ્થાનો, જ્યાં જાઓ ત્યાં વિદ્યાર્થીઓનાં ટોળેટોળાં બગલથેલીઓ લઇને ભટકતાજ હોય. રેલ્વે અને ટ્રામો એમને સસ્તે ભાડે લઇ જાય; ગામ લોકો તેમનાં સ્વાગત કરે; જે જે સ્થળે તે જોવા જાય, ત્યાં સ્થળે સ્થળે, સૌથી પહેલો માર્ગ તેમને માણસોની ઠઠ જામી ગઇ હોય તેવા રસ્તા ઉપરથી વિદ્યાર્થીઓની ટુકડી નીકળી એટલે પોલીસ આવે, બીજા બધા માટે રસ્તો બંધ કરી, પહેલાં તેમને માર્ગ આપે એમ યુરોપનો સમાજ અને સરકાર પોતાના વિદ્યાર્થીઓને આજે હથેળીમાં નચાવી રહ્યો છે. એક અઠવાડીઆમાં આશરે ત્રણ દહાડા તો તેઓ આમ બહાર અને બહારગામ ફર્યા જ કરે છે. યુરોપને આજે નવી પ્રજા ઘડવી છે. એ એનો આદર્શ છે. એને એનાં સ્વપ્નો આવે છે. એની સૂક્ષ્મ વિચારણા અને સિદ્ધિભર્યા અમલ એ ત્યાંના દેશનેતાઓનો પ્રિય વિષય છે. આ વિષય ઉપર પોતાનું ચિત્ત એકાગ્ર કર્યું હોય તેવા આપણે ત્યાં આજે કેટલા છે? અભ્યાસક્રમ ઘડનાર કમીટીમાં નવી પ્રજાના ઘડતરની ભાવના કેટલાને હશે? ગામડું, ગામડાનો વિદ્યાર્થી અને દેશનો ભાવી પ્રજાજન, એ મૂર્તિઓ, કેળવણીખાતાનાં આપણા પ્રધાનથી લઇને આપણા શિક્ષક સુધી કેટલાના અંતરમાં રમતી હશે? આપણે આપણા દેશનું નવું ઘડતર ઘડવું

છે એ બુદ્ધિ અને એ દૃષ્ટિથી આખા આ પ્રશ્ન વિચારવો અને અપનાવવો ઘટે છે.

આ બધું શી રીતે થઇ શકે? મેં ઉપર જણાવ્યું તેમ એ સધળું દર્દ એટલું ભેળાઇ ગયું છે કે એમાં કોઇ મૂલાયમ ઉપાયો ચાલવા મુશ્કીલ છે. એ તો શસ્ત્રવિશારદ સર્જનની છુરી માંગે છે. કોઇ ભાવનાશાળી, છાતીવાળો અને તાકાતવાન્ પ્રધાન મન ઉપર લ્યે તો માત્ર ત્રણ વર્ષની મુદ્દતમાં આ સઘળું અમલમાં આવી શકે....એમાં નાણાં નથી જોઇતાં. ભાવના જોઇએ છે. અભ્યાસક્રમ બદલાવવામાં કાંઇ નાણાંની જરૂર પડે છે? નવી ભાવના ઉત્પન્ન કરવા, નવી દિશા બતાવવા કાંઇ રૂપિયા આના પાઇની જરૂર પડે છે? નાણાંના કરતાં માણસની જરૂર વધારે છે. કોઇ મજબુત છાતીનો માણસ કેળવણીખાતાના સુકાને આવે, તો એની કારકીર્દીનાં ત્રણ વર્ષમાં પણ, શિક્ષણ, શિક્ષક અને શિષ્યનો આખો રૂપરંગ ફરી જાય. નવાં તેજ, નવાં જોસ અને નવાં જીવન આવે. થોડાક સુધારા અહીં, થોડાક તહીં, એવું થાગડથીગડનું આ કામ નથી. આ તો જૂના અક્ષર ભૂંસી નાંખી પાટી સાફ કરી, નવી લિપિ લખવાનું, નવી દુનિયા રચવાનું કાર્ય છે. એ વ્હાણને ધારેલે કિનારે લાવવા બહાદૂર કપ્તાન જોઇએ. 'મારી નવી પ્રજાનું ઘડતર'ના મુદ્રા લેખ વાળો વાવટો હવામાં ઉડતો હોય, નવી ભાવનાના વાયુ સઢને ફુલાવતા હોય, પોતાની કેબીનમાં ભરાઇ ન રહેતાં વ્હાણની ઇંચે ઇંચ જમીન ઉપર કપ્તાન અવિશ્રાંત ભમતો હોય, તો શિક્ષકો રૂપી ખારવા જીવસટોસટના પ્રયત્ન આદરીને પણ પોતાના વિદ્યાર્થી રૂપી ઉતારૂઓને સાજા નરવા, રૂષ્ટ પુષ્ટ બનાવીને, કોઇ નવા જીવનના પ્રદેશ ઉપર ઉતારે. આપણે આશાવાદી રહ્યા. આપણે આશા રાખીએ કે થોડા જ કાળમાં આપણી આ કલ્પનાનો કોઇ નવો પ્રધાન આપણને મળશે. સ્વરાજ્યની સરકાર તેને નવા મંત્રો ભણવા દેશે અને આપણું વ્હાણ તે નવી ભૂમિને આરે ઉતારશે. અસ્તુ.

દરમ્યાન અત્યારની સરકાર તો આપણને કહેવાની કે અમે તો બધું શિક્ષણ તમને પ્રજાને લોકલબોર્ડોને આપી દઇએ છીએ પણ એ લેતા નથી તેનું શું? આજે ઘણા ઘણાના દિલમાં આ વિચારો ઘોળાતા હશે કે શિક્ષણ હાથમાં લેવાનું લોકલબોર્ડ ના કેમ કહે છે? આ જીલ્લાની લોકલબોર્ડમાં ખુબ રસ લેનાર એક સભાસદ તરીકે મારે આપને કહેવું જોઇએ કે મેં જણાવ્યું તેવું કાંઇ જ કરી શકે તેવી સત્તા લોકલબોર્ડને મળતી નથી. તે અભ્યાસક્રમ બદલાવી નથી શકતી. અરે, ડગલે અને પગલે સરકારની સત્તાનો રાહુ એને ગ્રસીને ઉભો જ હોય છે. જો એ અભ્યાસક્રમ ન બદલાવી શકે, નવી યોજનાઓ અમલમાં ન મુકી શકે, નવી ભાવનાઓ રેડવાની તેને સગવડ ન હોય, તો તેવું કાંઇ ન કરી શકવાનો અપયશ લેવા તે શા માટે ખાતું સંભાળે? બીજી તરફથી પૈસા તો સરકારને દેવા નથી. એ ખાતાંની સોંપણી એવી રીતે થાય છે કે, શિક્ષણના ફેલાવ માટે કોઇ પણ મહત્ત્વની યોજના હાથમાં લેતાં પહેલાં, તેણે લોકો ઉપર કરવેરા નાંખવા જોઇએ. એ ભાર સહન કરવાની લોકોની તાકાત નથી. સરકારની દાનત એ છે કે કાંઇ પણ વિશેષ નાણાંની મદદ આપ્યા સિવાય, કેળવણીના સામાન્ય પ્રચાર માટેની કોઇ પણ યોજના માટે પોતા તરફથી કશી પણ સગવડ કરી દીધા સિવાય કેળવણીખાતું લોકલબોર્ડોને ગળે પહેરાવી દેવું. અને પછી લોકલબોર્ડ નવા કર નાંખી ન શકે અને કેળવણી વધારી ન શકે; એટલે પોતે કહે કે 'અમે શું કરીએ? અમે તો વહિવટ લોકોને સોંપી દીધો છે. એને માટે જોખમદાર એ છે.' પણ સરકારની એ બાજીમાં આપણી ગુજરાતની બોર્ડો હજી સપડાઇ નથી. બીજી જે બોર્ડોએ ખાતાં લીધાં છે, તે પણ પસ્તાય છે. અને અમુક બોર્ડોએ તો ખાતું પાછું સોંપી દેવા ઠરાવ પણ કર્યા છે. હું એમ કહેવા માગું છું કે કેળવણીની દિશા બદલાવી પ્રજાનું નવું ઘડતર ઘડવાની ઇચ્છા સરકારની નથી. અત્યારની સરકાર તરફથી એ આશા કોઇએ રાખવી તે

આત્મવંચના કર્યા બરાબર છે, ત્યાં તો પરાંજપે આવશે તો કહેશે કે ગુજરાતી વધારે છે કે દક્ષિણી? દક્ષિણીને વધારે નોકરી આપો–જાદવ આવશે તો એ તપાસ કરાવશે કે બ્રાહ્મણો કેટલા નોકરીમાં છે અને અબ્રાહ્મણો કેટલા નોકરીમાં છે? હવે નવી ભરતી અબ્રાહ્મણોની જ કરજો. મોલવી આવશે તો કહેશે કે મુસલમાનો નોકરીમાં કેટલા છે? હવે નવી ભરતી મુસલમાનોની જ કરજો. કોઇને પ્રજાની, પ્રજાના નવા ઘડતરની પડી નથી. અબ્દુલ હમીદે પ્રજાને દબાવવા જ પ્રયત્નો કર્યા. નવું ઘડતર કમાલે જ કર્યું. ઇટાલીના બીજા વહિવટદારોએ પ્રજાને ઘરેડમાં જ રહેવા દીધી. મુસોલીનીએ જ નવો માર્ગ કર્યો, તેમ આપણે ત્યાં અત્યારની વિપથગામી પ્રવૃત્તિ જ ચાલુ છે. કોઇ પ્રભાવશાળી વ્યક્તિ જાગશે અને સુકાન હાથમાં લેશે ત્યારે જ આપણું વ્હાણ કિનારે આવશે.

સરકારમાં તો આપણુને લગભગ નિરાશા છે. હવે આપણે આધિકારીઓ ઉપર ચાલીએ. અમને એ અધિકારીઓ એટલે કેળવણી ખાતાના ડેપ્યુટીઓ ખાસ કરીને–કે જેમના ઉપર ગામડાનાં શિક્ષણનો મોટો આધાર રહે છે એમની સામે મારી થોડી ફર્યાદ છે. અને તેમને કહેવાનું મારે ઘણું છે. હું નાનો હતો ત્યારે મને યાદ છે કે ડેપ્યુટી સાહેબને અમે લાડવા સાહેબ કહેતા. એક ડેપ્યુટીની એક વાત છે કે તેઓ પરીક્ષા લેવા આવે ત્યારે એક પગ નિશાળમાં રાખે અને એક પગ રસોડામાં. રસ્તામાં જો લાડવા ન દેખાયા તો માસ્તર મુવો. એના વર્ગોનું પરિણામ નામોશીભરેલું. પણ જો લાડવા હોય તો પરીણામ ૭૫ ટકા. અને તેમાંય મુસાફરીમાં સાથે લઇ જવા માટે જો મગજ બાંધી દે તો પરીણામ સો એ સો ટકા.

આ તો સહેજ જૂના કાળની એટલે આશરે વીશ વર્ષ પહેલાંની વાત છે. આજે તો એ યુગ ફરી ગયો છે. છતાં યે ડેપ્યુટીઓને માટે સારો ઉતારો, ગાડાની ગોઠવણ, ચાયપાણી વગેરેની સરભરા, એ બધા પાછળ માસ્તરને જેટલું લક્ષ

આપવું પડે છે, તેટલું વિદ્યાર્થીઓને શીખવવા પાછળ તે આપતો નથી. અલબત એને માટે શિક્ષક પોતે જવાબદાર છે. પણ તેથી યે વધારે ડેપ્યુટી જવાબદાર છે. પણ એ તો બધી નાની વાતો છે. મારી ફર્યાદ તો એમના સંકુચિત માનસ સ્હામે છે. ડેપ્યુટીની મારી કલ્પના તો અનોખી છે. બહારનું વિશાળ જગત્ અને ખુણાના ગામડાનો મહેતાજી એ બે વચ્ચેના સેતુ તરીકે એનું સ્થાન મારી કલ્પનામાં છે. મહેતાજી બિચારો ક્યાંઇ ગામડામાં પડયો હોય. બહારનાં જગતમાં શિક્ષણ સંબંધી શું નવા આંદોલનો અને નવા પ્રયોગો થઇ રહ્યા તેની તેને શી માલમ હોય? ડેપ્યુટી નવું નવું વાંચે, નવું નવું જુએ; એણે એ બધું પોતાના ભંડારમાં ભરી લાવી, ગામડાંઓના મહેતાજીઓની પોતાની નિશાળ ભરી તેમની વચ્ચે તે ખાલી કરે, નવું જ્ઞાન ત્યાં અપાય, નવી ચર્ચાઓ ત્યાં થાય; મહેતાજીઓની શંકાઓ અને મુશ્કેલીઓનાં નિવારણ ત્યાં થાય. ડેપ્યુટી એટલે પ્રેરણાભર્યો કોઇ પાક પુરૂષ. મહેતાજીઓ એનાં ચરણે બેસે અને પ્રેરણાનાં અમૃત ધરાઇ ધરાઇને પીએ. ઉત્તેજનના બે શબ્દો તે મહેતાજીને કહે, તેનો વાંસો થાબડે, અને મહેતાજી જ્યારે તેનાથી છૂટો પડે ત્યારે બે ચાર માસ ચાલે એટલા નવા ઉત્સાહ, નવા જોસ અને નવા વિચારોનું ભાતું લઇ જાય. ડેપ્યુટી એટલે ગુરૂ, ડેપ્યુટી એટલે મુરબ્બી, અને ડેપ્યુટી એટલે એનાં સુખદુઃખનો સાથી. આ પ્રકારનો ડેપ્યુટી એ મારો ડેપ્યુટીનો આદર્શ. પરીક્ષાના સવાલો પૂછવામાં જ ઇતિ કર્તવ્યતા માને, શિક્ષકોને કારણે કે વગર કારણે દબડાવ્યા કરે, સત્તાની સોટીઓ આડી અવળી વીંઝે, એ ડેપ્યુટી એટલે પેટ ભરનાર, પગારદાર દંડાબાજ. એ દંડાબાજો આજે આપણે નથી જોઇતા. કેળવાએલા સમાજમાંથી તેઓ આવે છે, દેશ દેશના ઇતિહાસો અને ભાવનાઓના અભ્યાસ ભરીને તે આવે છે, ગામડામાં ઠેર ઠેર ભમનાર, ગામડાની સાચી સ્થિતિ સમજનાર તે છે; નવી પ્રજાના ઘડતરમાં સાથ દેવાની મીઠી જવાબદારી તેમને શીરે છે; તેમની પાસેથી

દેશ ખુબ આશા રાખી શકે. તેમને આપણે વિનંતિ કરીએ કે પૈસા મટે ભમજો મા, ભાવના માટે મથજો; અમલદાર થજો મા, શિક્ષકના મુરબ્બી થજો; એને પીડનાર ષડયંત્ર બનજો મા, એના સુખદુઃખના સાથી થજો; આંખમાંથી પ્રેમ વર્ષાવજો, જ્વાળા નહીં; જીભમાંથી અમૃત વર્ષાવજો, કર્કષતા નહીં. અને છેવટે એક વાત ભૂલજો માં, કે દેશનો ભાવી પ્રજાજન અને તે ઘડનાર શિક્ષક, એ બન્ને તમારે પનારે છે. ઘડતરનું પૂણ્ય વ્હોરજો. વિનાશનું કલંક કમાશો મા.

શિક્ષક ભાઇઓ, આપની સાથે તો મારે ઘણી વાત કરવાની છે. તે વાત પ્રગટ કરવામાં પણ કાંઇ ચિંતા નથી. શિક્ષકનો આપણો આદર્શ એટલો અજોડ છે કે પૂર્ણતાનો દાવો કરતી પશ્ચિમની સંસ્કૃતિ પણ એનો અંશ બતાવી શકતી. શ્રી કૃષ્ણ પ્રભુ ગુરૂ સાંદિપનિને માટે કાષ્ટ વીણવા જતા, અને અર્જુન દ્રોણને ત્યાં ઘરકામ કરતાં. રાજપુત્રો શ્રેષ્ઠીપુત્રો બ્રાહ્મણ-પુત્રો ગુરૂને સુપ્રત થતાં ત્યાં દ્રૌપદ અને દ્રોણ વચ્ચે કદિ ભેદ રહેતા નહીં. છતાં યે રાજા પોતાનું રાજ્ય શ્રી ગુરૂને ચરણે ધરવામાં બહુમાન અને પુજાઅર્ચન કરવામાં ગૌરવ માનતા. આચાર્યો દેવો ભવની ગાથા તેના સંપૂર્ણ સ્વરૂપમાં આપણે ત્યાં આચારમાં ઉતરી હતી. કેટલી સુંદર અને મનોરમ કલ્પના એ વાકયમાં ભરી છે? ગુરૂસેવાની એ આખી કથા જ કવિ-તાની કોઇ કડી જેવી નથી લાગતી? અને છતાંયે તે કલ્પના કવિતા ન્હોતી, તે પ્રગટ આચારની વાર્તા છે. એ બધું કોના માટે? એ માન, એ ભક્તિ, એ સેવા કોને ચરણે? શિક્ષકનું નામ ધરાવનાર માણસ માટે નહીં. નામ પાછળ કોઇ પાગલ ન્હોતું, એના જીવન પાછળ એ ઘેલછા હતી. એ જીવનની કર્તવ્યભકિતની એ પ્રજા હતી. શિક્ષક એટલે ઋષિજન એ કાળમાં ઋષીજના જ શિક્ષક થતા અને ઋષિજનો એટલે ગૃહસ્થાશ્રમીઓ નહીં એમ નહીં, લગભગ બધા જ રૂષીજનો ગૃહસ્થાશ્રમીઓ હતા. શુદ્ધ સંયમી ગૃહસ્થાશ્રમ

ગાળે, સેવાના પુણ્ય આદર્શ રચે અને પાર ઉતારે, લક્ષ્મી અને સત્તાથી દૂર ભાગી ગરીબાઇની પૂજા કરે, અને નિર્લોભ, નિષ્કિંચન, નિડર અને નિઃસ્સીમ સેવાવ્રત ધારી લઇ જીવનમાં વિધવિધ તપશ્ચર્યાઓ આદરે તે ઋષિજન એ અમારા શિક્ષક. એ અમારા આચાર્યો દેવો ભવની કલ્પનામૂર્તિ. એમના કાર્યનું મૂલ્ય એ એમનો આત્મસંતોષ; એમના શિષ્યનું જ્ઞાનસંપાદન એ એમની મહેચ્છા; એમની ગરીબાઇ એ એમનું જીવનધન. એ શિક્ષકને ભારતવર્ષે ભૂતકાળમાં પૂજ્યો છે; વર્તમાન અને ભવિષ્યમાં પણ શિક્ષકની એ મૂર્તિ પૂજાશે. આ આદર્શવાળા શિક્ષકો અને આ શ્રદ્ધાવાળો સમાજ જે દેશમાં હોય ત્યાં કોને કોની ફર્યાદ હોઇ શકે? છતાં યે આપણે ત્યાં આજે શિક્ષકોનો પોકાર છે કે તેને સમાજ સત્કારતો નથી અને સરકાર સંતોષતી નથી. સમાજ અને સરકારનો આ વિષયમાં અવશ્ય અમુક દોષભાગ છે. એ સ્વીકારી લીધા પછી હું શિક્ષક ભાઇને પુછું છું કે તમારે એમાં દોષભાગ ખરો કે નહીં? આજે તમારામાં સાચા શિક્ષક કેટલા છે? શિક્ષણની લગની કેટલાને લાગી છે? શિક્ષકભાઇઓને હું પૂછું છું, કે, તમે આત્મપરીક્ષા કરી છે? તમારી છાતી ઉપર હાથ મૂકીને જવાબ આપો, ચોવીસ કલાકમાંથી કેટલા કલાક તમે તમારૂં કર્તવ્ય વિચારવામાં, શિષ્ય અને શિક્ષણની ભક્તિમાં ગાળો છો? તમે તમારા અંતરના ખુણા સંભાળો, તમારા સંસ્મરણના પડદા ઉઘાડો; તમને કદિ શિક્ષણ અને શિષ્યનાં સ્વમાં આવ્યાં છે? તમને સમૃદ્ધિના સ્વમાં આવતાં હશે, સત્તાના સ્વમાં આવતાં હશે, સેવાનાં, શિષ્યભક્તિનાં સ્વમાં આવે છે? કોઇ રાજ્યના કારભારી, કોઇ ખાતાના અધિકારી તરીકે તમારી સત્તા ચલાવતા હોવાની જાગૃત કલ્પનાઓ તમારા સંબંધમાં તમે કરતા હશો; દ્રોણની માફક ઝુંપડીમાં ગરીબાઇનું જીવન વ્યતીત કરી, અશ્વત્થામાને આપવા દુધ પણ ન હોય, એવી ગરીબાઇની મધુરતા ભોગવવાનું સ્વમ તમને કદિ આવ્યું છે? સામો માણસ બેકદર છે, અન્યાયી છે, ક્રર છે, એ ઘડીભર ભૂલી જાઓ. આપણે કેટલો અધિકાર પ્રાપ્ત કર્યો છે, એ તો વિચારી

લ્યો. પગારનો પોકાર કરનારા સૌ કોઇને મારૂં એ કથન છે કે કર્તવ્ય બજાવનારો કદિ ભૂખ્યો રહ્યો નથી અને રહેશે નહીં. તો તમે શું કામ ભૂખ્યા રહેશો ? તમે તો પ્રજાના ગુરૂ છો. અમારી ભાવી પ્રજાના સરજનહાર છો. તમારી સેવા અણુજોઇ જશે ? એટલું યાદ રાખો, કે, તમે તમારૂં કર્તવ્ય બજાવતા હશો, તો, તમારી લડાઇ લડનાર કંઇ સેંકડો નીકળી પડશે. તમે તમારા પુણ્યકાર્યમાં લાગી જાઓ, તમારી પોતાની ખીલવણી કરવા લાગી જાઓ, શિક્ષક રૂપી પુલ ખીલશે, તેની સુગંધનો ચમત્કાર જામશે, પછી એને એની જાહેરાત કરવાની નહીં રહે. એની સુગંધના ભોગી અનેક જાગશે. એમ તમે તમારૂં કર્તવ્ય કરો. સમાજ અને સરકાર તેનું કર્તવ્ય કરશે. કર્તવ્ય તમે બજાવો, તમારી લડાઇ લડવાનું સમાજ ઉપર છોડી દ્યો. ને મને ખાત્રી છે કે તમને પશ્ચાતાપનું કારણ નહીં રહે. તમે એક અખતરો કરશો ? થોડોક કાળ તમે આ નવો માર્ગ સ્વીકારી લ્યો. તમારૂં મંડળ અગર તમારી વ્યકિતઓ સૌ કોઇ તમારી પગારની વૃત્તિઓ છોડી દ્યો. તમારી સઘળી પ્રવૃત્તિઓ આત્મ સુધારણામાં, શિક્ષણની નવયોજનામાં લગાડી દ્યો. તમારા મંડળમાં એજ પ્રકારના ઠરાવો કરો. એજ જાતની ચર્ચાઓ કરો. તમારા સભાસદો પાસેથી એજ પ્રકારના કાર્યક્રમ અને અમલ-રિપોર્ટો માગો. તમારૂં આ દિશાનું કામ જગતને બતાવો. કર્તવ્યની દષ્ટિએ અને કુનેહની દષ્ટિએ એ માર્ગ વ્હેવારૂ છે. તમારૂં અને તમારા શિષ્યોનું હિત એમાં છે. મારી તમને એ સલાહ છે. એટલે જ તમારા શાસ્ત્રની ચર્ચામાં અત્યારે હું ઉતરવા માગતો નથી. અને એ વાત એટલેથી જ પતાવું છું.

શિક્ષક પાસેથી ઘણું ઘણું માગું છું. ગ્રામ્ય સુધારણાની, અજ્ઞાન અને જડ ગામડીઆના દુ:ખનિવારણની અનેક યોજ-નાઓનું મધ્યતત્વ એ શિક્ષક છે. એણે સંસારમાં વિપ્લવો કર્યા છે. આજે ધારે તો, ભક્તિપૂર્વક લાગી જાય તો, ગામડાના

દુઃખના ખારા સમુદ્રોને સ્થાને મીઠી સરિતાઓ તે સરજી શકે. ગામડું અને ગામડીઓ એ એક પ્રકારનું ખનીજ છે. એ ધારે તો એમાંથી સુવર્ણ અને હીરાઓ શોધી શકે. ગામડાની ભૂમિ, ગામડાનાં હવાપાણી, અને ગામડાનો માણસ એ એવી માટી છે છે કે જ્યાંથી પુરૂષસિંહો ઘડનાર બ્રહ્મા તે બની શકે. જો તે શંકરની માફક, ભસ્મપ્રેમી રહી શકે તો ગામડું એ એના માથાની ગંગા બને અને જગત્‌ની તૃષા છીપાવી શકે. શિક્ષક એ ગૃહસ્થ સંન્યાસી છે, વ્હેવારૂ સ્વયં-સેવક છે, શરીર અને મનના રોગ મટાડનાર વૈદ્ય છે, ગામનો ગુરૂજન છે, સૌ માહેતીનો એ ભંડાર છે, સૌ સેવાનું એ સાધન છે, ગામડાનો આદર્શ એ છે, અને પ્રેરણા પાનાર એ છે, અને નવાં સ્વપ્નાં બતાવનાર એ છે. જે દિવસે એનું કામ એ કરશે, એના કામે એ લાગી જશે, તે દિવસથી એક દશકામાં ભારત-વર્ષનો ઉદ્ધાર છે. શિક્ષકો પાસેથી મારે એ ભિક્ષા માંગવાની છે. બરાબર છે, અમે તમારા ભિક્ષુક છીએ; તમે તો જગત્‌ની સર્વશ્રેષ્ઠ વસ્તુ એવું જ્ઞાન તેના દાતા છો. સમાજ તમારી પાસે ભિક્ષા માંગે છે. તમે તો 'જહાંગીર બેપરવા' કર્તવ્ય બજાવો–કામ કરો. રોટલો રોટલાનું સંભાળી રહેશે. અને માણસ કાંઇ રોટલા માટે જગત્‌માં આવ્યો છે, અને રહે છે? રહો, જીવો, આદર્શ માટે; મહેનત કરો ભાવનાની સિદ્ધિ માટે. તમે ભિક્ષા પાછળ શું દોડો છો? પગારો માટે વલખાં મારતો શિક્ષક એ એવું કલંક ચિત્ર છે. સમાજની આંખ પાસેથી, તમારી આંખ પાસેથી એ ચિત્ર ભૂંસી નાંખો.તમારા કર્તવ્યમાં મસ્ત, જગતને તમારી શક્તિઓની ભેટ તમે ધરતા હો; જગત્ તમારી પાસેનું જ્ઞાનધન મેળવવા પડાપડી કરતું હોય, તમારા બગીચામાં વિદ્યાર્થીઓ રૂપી હરણાં કૂદી રહ્યાં હોયઃ તમારા કીર્તિનાં પુષ્પો ખીલી રહ્યાં હોય, પછી એમાંથી અર્જૂન અને કૃષ્ણ નીપજતાં હોય. એવું કોઇ મનોરમ ચિત્ર દોરો. એ શકય છે. સ્વપ્નું નથી. તમારે માત્ર કર્તવ્યબુદ્ધિ પ્રક-ટાવવાની છે. નિશ્ચયબળ જમાવવાનું છે. એટલું કરો એટલે આવતી કાલ, સમાજ તમને સત્કારશે અને સરકાર

તમને સંતોષશે, એટલે આપણો દેશ નવો ઘડાશે. એના નવા ઇતિહાસનાં યશપ્રકરણોમાં તમારો પણ યશભાગ નોંધાવવા ઉદ્યુક્ત થાઓ. ફરી ફરીને મારી તમને એજ પ્રાર્થના છે.

આ ભાષણ સૌરાષ્ટ્ર મુદ્રણાલય—રાણપુરમાં
અમૃતલાલ દલપતભાઈ શેઠે છાપ્યું, અને
અમદાવાદ શિક્ષક સમાજના મંત્રી કરુણાશંકર
ભલ્લુભાઈએ ઠે. પી. આર. ટ્રેનિંગ કૉલેજ
અમદાવાદમાંથી પ્રસિદ્ધ કર્યું.